ॐ

॥ श्री लक्ष्मी विनायक गणपति मंदिर ॥

लुणावाडा.



ॐ

# ॥ परमपद विलास ॥

अने

## परब्रह्म वेदान्त प्रकाश नकशो.

કીંમત ૦-૪-૦

ચાર આના.

॥ ॐ श्री गणेशाय नमः ॥

लक्ष्मी विनायक गणपति मंदिर ॥ लुणावाडा ॥

# ॥ परमपद विलास ॥

अने

# परब्रह्म वेदान्त प्रकाश—नकशो.

લેખક-પ્રકાશક,

શ્રીમત્ પરમહંસ પરિવ્રાજકાચાર્ય સ્વામી

શ્રી વિનાયકયોગી મહારાજ—લુણાવાડા.

ધી ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સોમાલાલ મંગળદાસે

છાપ્યું પાંચકુવા, ચાર રસ્તા—અમદાવાદ.

સંવત્ ૧૯૭૯. પ્રત ૧૫૦૦. સન ૧૯૨૩.

મુલ્ય રૂ ૦-૪-૦ ચાર આના પોષ્ટ જુદું.

ૐ

# ભક્ત સજ્જનો પ્રતિ આશિર્વાદ.

આ બ્રહ્મવિદ્યા વિલાસથી ભરપુર, એક અત્યંત ન્હાના ગ્રંથને પ્રસિદ્ધીમાં મૂકવાનું માન-પોતાના આત્મબંધુઓની ઉપકારીક ઉદાર સુમતિને માટે પ્રભુકૃપાનાં દર્શન છે. **वसुधैव कुटुंबकम्** આ સૂત્રના બ્હોળા વિજ્ઞાનનો આદેશ, સ્વદેશ ભૂમિના ભક્ત સજ્જનોના ઉચ્ચતર હૃદય દેશમાં તો હોવોજ જોઈએ. છતાં આ ગ્રંથના અતિ પ્રચારથી સ્વદેશની સ્વધર્મ જાગૃતી વિશેષ વૃદ્ધિગત થાઓ-એજ આશિર્વાદ ! ! ! પ્રભુ કૃપાની પ્રસાદીજ.

સ્વદેશના અભ્યુદય સાથે-નિઃશ્રેયસ જ્ઞાન, ભક્તિ, યોગના સ્વયંપ્રકાશ સન્મુખ સ્વધર્મનો વિજયજ છે. આ વિજયના સામે અજ્ઞાન ભરેલા અનીતીમય વિષય વ્યવહારો, તથા નિર્દયતા, કુસંપ, કૃપણતા જેવા સ્વદેશના દુર્દૈવ પ્રકટ કરનારા અંધકારમય બુદ્ધિ વિહારો. કદાપી ટકી શકનારજ નથી. તેમ સ્વદેશોન્નતિ કે સુભક્તિ પ્રવાહના કલંકરૂપ, ઉદરંભરી દાંભિક, પાખંડી, નાટકી વેષો જે સ્વદેશની અધોગતીને આશ્રય આપી રહ્યા હોય. કે જેથી સ્વદેશજનોની નિર્ભયતા, એકાત્મતા, આદિ મહાન્ સદ્ગુણોની ખોટ બતાવતા હોય, તેપણ કદાપી ટકી શકતાજ નથી.

આથી આ જ્ઞાનભક્તિમય સ્વદેશસેવા–સજ્જન ભક્ત પુરૂષોને માટે સાફલ્યતાજ ધરાવે છે એમ સત્ય સમજાશે–અને તેથીજ ધર્માલયો, દેવાલયોના સન્માન સાથે–જીવન્મુક્ત યોગી સંત મહાત્માઓની પૂર્ણ મહતાનું પણ સેવન છે.

પોતાના જીવનના સાર્થકરૂપ–ઉદ્દારના–નિજહીત સ્વરૂપ જીવન્મુક્ત જ્ઞાન ભક્તિ વિકારને અમૃતવારી સિંચન સ્વરૂપ છે, આ સ્વહિત કાર્યમાંજ સજ્જનોના હૃદયમાં રહેલી લોભ તૃષ્ણાદિ અધમ વૃત્તિઓ જીવનના પાદમાં શસ્ત્ર મારી સ્વહિત વિનાશ ઇચ્છે છે. તેને જાગૃતીનું વરદાન આપનાર પ્રભુનો કૃપા પ્રસાદ ધારણ કરી સજ્જનો કૃતાર્થ થશે.

હાલ મુા. ભરૂચ.
ઓરીસની ખડકી.
તા. ૧–૨–૨૩.

વિનાયક યોગી.

ॐ श्री गणेशाय नमः ॥

# ॥ परमपद विलास ॥



( રાગ ગરબી—સાંભળરે તું સજની મારી–એ ર.ઢ. )



પ્રથમ નમું ગુરૂ ગણુપતિ દેવા, સ્વયં જ્યોતિ પરમાત્માજી;
ત્રિગુણાતીત પ્રભુ પ્રણવરાજશ્રી, બાહ્યાંતર નિજ આત્મા.
સુણજો ભકતજનો.

પ્રભુજી પોતે માયાતીત છે, છતાં માયામય ભાસેજી;
અંતર્યામિને અળગો જાણે પણ, આપ સ્વરૂપ પ્રકાસે. સુણજો.
વિવર્ત્ત, કલ્પિત, માયા મધ્યે, ત્રિગુણાતીતનું બિંબજી;
તે ઈશ્વર, શિવ, ત્રિગુણાત્મક છે, જીવ તેનું પ્રતિબિંબ. સુણજો.
જીવના વ્યષ્ટિ–સમષ્ટિ વિભાગે, રમતા પ્રભુ બ્રહ્માંડેજી;
સાક્ષી, સદાશિવ વ્યાપક સ્થાને, અંતર્યામિ સહ પીંડે. સુણજો.
સમષ્ટિનો અભિમાની વિષ્ણુ, વ્યષ્ટિમાં તે રમતોજી;
દેહદેહમાં વ્યષ્ટિ ચેતન, તે જીવ દૃશ્યમાં ભમતો. સુણજો.
આ સૌ માયામય દૃષ્ટિનો, લીલા વિવર્ત્તનો બાગજી;
જાગૃત મુકત પ્રભુરૂપ જોતા, એજ ખરા મહાભાગ. સુણજો.
અજ્ઞાની જીવ દેહ દૃષ્ટિથી, દેહ, જગત. ને પેખેજી;
દેહ અહં, મમ, કામ, ક્રોધની, દુઃખ વિડંબના દેખે. સુણજો.

અઘોર જંગલ અતિ તૃષ્ણામય, જીવન વ્યર્થ ગુમાવેજી;
દુઃખ દરિયામાં વાસના બળથી, જન્મ મરણ ગતિ લાવે. સુણજો.
ગુરૂ કૃપાથી પ્રભુને જોવા, કોઈ એક યત્ન સમાતાજી;
કોટી જીવમાં કોઇ એક શૂરા, બાકી નિષ્ફળ જાતા. સુણજો.
આ સૌ લીલા ચિત્રપટાત્મક, ભ્રાન્તિ કેરી રમતેજી;
સ્વપ્ન વિહાર દિશા અવલોકે, જીવન ખોતા ભમતે. સુણજો.
પ્રભુ અધિષ્ઠાને સૌ ભાસે, માયારૂપ વિકારેજી;
જ્ઞાન ભક્તિથી પ્રભુને જાણે, શાન્તિ સમજ ઉર ધારે. સુણજો.
દેહભાન ભુલે તે પ્રભુમય, રહેતા ભક્તિ પ્રભાવેજી;
અનુક્રમ શ્રેણી વેદશાસ્ત્રની, સુગમ મતિના ભાવે. સુણજો.
લીલા પટપર ચિત્ર વિચિત્રે, ભ્રાન્તિ દર્શન થાતુંજી;
સદ્ગુરૂ, શરણ કૃપા દર્શનથી, ભેદ અજ્ઞાન વિહલાતું. સુણજો.
નિજ અંશાંશી જીવ સમૂહને, પરમપદે લઇ જાવાજી;
પરમાત્મા, મુક્ત સંત સ્વરૂપે, સદ્ગુરૂ સ્વરૂપે ગાવા. સુણજો.
શ્રુતિ પુકારે દેવ ગુરૂનો, અભેદ માને અધિકારીજી;
તેજ પરમપદ સ્હેજે પામે, જ્ઞાન, ભક્તિ દે વધારી. સુણજો.
જ્ઞાન, ભક્તિ, ને યોગ સ્વરૂપનો, બોધ પ્રવાહ ઉર ભરતાંજી;
જીવ ભ્રાન્તિનો વિદેશ ત્યાગી, સ્વદેશમાં સંચરતા. સુણજો.
સદ્ગુરૂ વિણ નહિં આવે આરો, સદ્ગુરૂ-પ્રભુ છે એકજી;
માટે સદ્ગુરૂ સેવા કરવી, પ્રભુ સેવાનો ટેક. સુણજો.

સત્શિષ્ય ઉવાચ.

હે ! ! ! સદ્ગુરૂ ! ! ! ગણનાથ કૃપાળુ, આપશ્રી પરમ ઉદારજી;

બોધાતીત છતાં બોધવાણીથી, કરતા અતિ ઉપકાર.
વિનતિ સદ્ગુરૂજી.
ચિત્ર પટાંતર લીલા વર્ણવી, રમત છતાં સત્ય લાગીજી;
સત્ય, દેહ વળગ્યો હ્રદયામાં, દેહોહં મમતા જાગી. વિનતિ.
આભાસમય, બુદ્બુદરૂપ, કાયા, સત્ય સ્વરૂપ કેમ ભાસેજી;
જ્યાં લગ સત્ય સમજ રહે મતિમાં, ત્યાં લગ દેહ વિકાસે. વિનતિ.
દેહ સત્યતા તૂટે એવો, બોધ બતાવો સ્વામિજી;
દેહાભાસ કેમ ભુલીયે-જ્ઞાને, કેમ ભેદ ભ્રાન્તિ જામી. વિનતિ.
ચેતન તત્વમાં કેમ કરી ભાસે, કેવી રીત સમજીયેજી;
એ સૌ ભ્રાન્તિ લય કરી પ્રભુમાં, કેમજ તદ્રૂપ રહીએ. વિનતિ.
કરૂણા દ્રષ્ટિએ સહુ સમજાવો, સદ્ગુરૂ દીનદયાળજી;
શરણ, શરણ, પાહી શરણાગત, ભક્તતણા પ્રતિપાળ. વિનતિ.
આશા પૂરક, જીવ ઉદ્ધારક, પ્રભુ છો સંતસ્વરૂપજી;
જીવન્મુક્ત સ્વરૂપે વિચરો, શાસ્ત્ર પુરાણ વેદરૂપ. વિનતિ.
મતિ ભ્રમનાશક તારક જીવના, બોધ નૌકા કર ધારોજી;
શરણ વિચારી, નિજ કિંકરને, સ્હેજે ભવાબ્ધિ તારો, વિનતિ.
પ્રભુ સ્વરૂપમાં અભેદ વસતાં, જન્મમર્ણ દુઃખ વામેજી;
પરમપદે રહી સ્વયં જ્યોતિમાં, શાન્તિ કેમ જીવ પામે. વિનતિ.

**શ્રી સદ્ગુરૂ ઉવાચ—**

ધન્ય ધન્ય હે પરમ ભક્ત તું, જીવ ઘણો સદ્ભાગીજી;
સતકર્મોના યોગે તુજને, શ્રેયસ્ સૂઝે બડભાગી. સુણજો ભક્તજનો.

મનુષ્ય જન્મમાં પાંચ પ્રકારે, પામર[1]-વિષયી[2]-ગણીયેજી;
અધિકારી[3]-જીજ્ઞાસુ[4]-મુમુક્ષુ[5]-અનુક્રમ ભાવને ભણીયે. સુણજો.

( પામરનું સ્વરૂપ ),

દેહ મોહમાં રાતો માતો, દેહ અહં-મમ, ભરીયોજી;
દેહ માન ને દેહ ભોગમાં, વાસના ધરી ધરી ફરીયો. સુણજો.
દેહ મતિથી, દેહ વ્યવહારે, સુખ ભોગવવા રાજીજી;
તન, ધન, દિશમાં મનને રમાડે, દેહ રમતની બાજી. સુણજો.
દેહ સુખ દુઃખ અંધકારમાં, અતિ પ્રવર્ત્તે વિચારેજી;
દેહ વિલાસે, માનાપમાને, અહં મમ શરણુ વધારે. સુણજો.
હર્ષ શોકમય વિષયે પુરો, યશ કિર્તિમાં અથડાતોજી;
સૂઝે ન સત્કર્મો કે ભક્તિ, જ્ઞાનમાં ગોથાં ખાતો. સુણજો.
ગમે ન સંત સમાગમ કદીયે, દાન પુણ્યે કંગાલજી;
પ્રભુ સેવાનો સમય ન મળતો, સંસાર માનમાં વિશાળ સુણજો.
ધન તન મોહે શૂરો પૂરો, દેહ દૃષ્ટિમય રમતોજી;
કર્મબળે સૌ સુખ મેળવવા, પાપમતિએ ભમતો. સુણજો.
સૂઝે ન પ્રભુ પરાયણુ રહેવા, હું કર્ત્તા પુરૂષાર્થિજી;
કુશળ રહે છે લોકેષણામાં, દંભ પ્રપંચમાં સ્વાર્થિ. સુણજો.
એવાં લક્ષણુ પામર જનનાં, તે ન આવે અહિં કામજી;
અધોગતિએ જન્મ ગુમાવી, અંતે નરકનો ઠામ. સુણજો.

( વિષયીનું સ્વરૂપ ).

વિષયીજન પામરથી ઊંચો, પણ મૂઢગતિ પીછાણેજી;

જગકર્ત્તા છે એમ તો શ્ચય, ડર રાખી રહે શાણો. સુણજો.
સંત સમાગમ કરે ખરો પણ, સશંક રહે દીનનીશજી;
અહંકર્ત્તા બળ રાખે હ્રદયમાં, માને પ્રારબ્ધ કે ઇશ. સુણજો.
તનને સુખમાં ધનની પૂર્ણતા, મેળવવા મથે કોડેજી;
દેવીદેવીને સ્વાર્થે આરાધે, ઠામઠામે કરજોડે. સુણજો.
મંદિર, તીર્થ, ક્ષેત્રમાં ભટકે, અંધશ્રદ્ધા અથડાતીજી;
શુદ્ધ સમજ ના હાથ આવતી, તેથી મતિ ગભરાતી. સુણજો.
દેહતણા વિષયો ના રૂચે, દેહ મરતો જોઇ ત્રાસેજી;
ક્ષણક્ષણમાં વૈરાગ્ય વિચારે, ડુબતો મોહાભાસે; સુણજો.
જોવા ઇચ્છે પણ જડે નહિં કે, દેહને કોનો આધારજી;
સત્યાસત્ય ના સૂઝે હ્રદયમાં, કોણ છે દેહ રચનાર. સુણજો.
લોભ, તૃષ્ણાની લાગે ઊણતા, રહે ઘણો ભયભીતજી;
કામ, ક્રોધનો ત્રાસ સહે પણ, જડે ન સત્યની રીત. સુણજો.
સ્ત્રી પુત્રાદિક રક્ષણ કાર્યે, બનતો અતિ ઉદારજી;
દાન પુણ્યમાં કૃપણ બનીને, કરતો કંઈ ઉપકાર. સુણજો.

( અધિકારીનું સ્વરૂપ ).

હવે અધિકારી કેરી યોગ્યતા, સત્યાસત્ય વિવેકજી;
અસત્ય દેહને મિથ્યા માને, સત્ય અવિનાશી એક. સુણજો.
વર્ણાશ્રમના ધર્મ સ્વિકારે, સત્ય વિચારો ધારેજી;
સદ્ગુરૂ સંત ચરણની સેવા, ગુરૂ પ્રભુ અભેદ ઉચ્ચારે. સુણજો.
અનુબંધ–સાધન–ચાર ચારથી, લક્ષણ તત્પર દાખેજી;
મન સંયમ, ઇન્દ્રિય નિગ્રહને, અતિ પ્રેમે ઊર ભાખે. સુણજો.

સંધ્યા, પૂજા, વ્રત, તપ, નિતિ, મૂર્ત્તામૂર્ત્ત ગુરૂદેવજી;
ભક્ત-ભક્તિ મર્યાદા સેવતાં, શુદ્ધ વસે તતખેવ. સુણજો.
વેદ કર્મ બ્રહ્માર્પણ કરવા, અહંમમતને તજતાજી;
કામ, ક્રોધ, મદ, છળ, પ્રપંચથી, અતિશય જાગૃતી સજતા. સુ.
દયા, ક્ષમા ને ઉદારતાથી, નિજને શુદ્ધ વિચારેજી;
સંતોષ ધૈર્ય પ્રમાણીકતાએ, રમતા જન વ્યવહારે. સુણજો.
સંત સેવામાં પ્રબળ પ્રભાવે, સમાગમ બોધ વિચારેજી;
શ્રુતિ, સ્મૃતિ ને પુરાણ ઉપર, અત્યંત શ્રદ્ધા ધારે. સુણજો.
દેહ, વ્યષ્ટિ ને સમષ્ટિ, ઈશ્વર, પાદ માયામય જાણેજી;
વિવર્ત્ત મિથ્યાભાસ છોડવા, પ્રભુ પ્રેમ ઊર વખાણે. સુણજો.
અતિ કષ્ટમય પ્રભુ પોકારે, ત્હારે વ્હેલા ધાજોજી;
દીન દાસને ચરણે રાખી, બાહ્યાંતરમાં સમાજો. સુણજો.
પંચાયતનથી અભેદ સ્વરૂપે, એક પ્રભુ અવિનાશીજી;
આગ્રહ મત પંથાદિક ત્યાગી, સનાતન પ્રેમ વિલાસી. સુણજો.
સત્તા શકિત-પ્રકાશક સવિતા, વિષ્ણુ અંતરયામીજી;
સાક્ષી શિવ ને પતિ ગણેશ છે, અભેદ ભક્તિ નિષ્કામી સુણજો.
પ્રેમ ભક્તિ અને જ્ઞાનામૃતથી, ગગન મતિ ગતિ ચઢતોજી;
છતાં દેહ ભ્રમ મોહ ન છુટે, પુનઃ ભુલવણી ભમતો. સુણજો.

(જીજ્ઞાસુનું સ્વરૂપ).

તે અધિકારી, હવે જીજ્ઞાસુ, વિશેષ જાગૃતી ધારેજી;
બળ કરી સંત સમાગમ સેવે, ગુરૂ સેવાને વધારે, સુણજો.
અતિ તિવ્ર વૈરાગ્ય વૃત્તિએ, અહંમમત મોહ છોડેજી;

જીવ-બ્રહ્મની અભેદતાને, મેળવવા મથે કોડે— સુણજો.
જળ પરપોટો-જળ પૂરણ છે, મિથ્યાભાસ આ દેહજી;
દેહકાર્ય-સહુ મિથ્યા મોહથી, જાગૃતિ સેવે તેહ. સુણજો.
સત્ય, સત્ય, આ જીવ ચેતન છે, અગ્નિ તણખા રૂપજી,
ગુરૂ કૃપાએ તણખો કોઈ દી, પામશે અગ્નિ સ્વરૂપ. સુણજો.
સત્ય, પ્રમાણીક, નીતી, આદર્શે, ખપ પૂરતો વ્યવહારજી;
અમૃત કાળ ગુરૂ સેવા વિચારે, તજે પ્રપંચ સંસાર. સુણજો.
સહુ જીવાત્મા કર્મ યોગથી, પામે ભિન્ન ભિન્ન દેહજી;
લીલા રમતમાં રામ રમે છે, પ્રભુ રૂપ સાચવે સ્નેહ. સુણજો.
શ્રુતિ, શાસ્ત્ર, અનુભવ પર શ્રદ્ધા, સંત વિશ્વાસ મતિમંદજી;
અતિ વિવેકે દુર્ગંધ ત્યાગી, સુગંધ, ગૃહે મકરંદ— સુણજો.

( મુમુક્ષુનું સ્વરૂપ ).

એ જીજ્ઞાસુ-હવે મુમુક્ષુ, પળ પળ પ્રભુ ! ! ! પોકારજી;
હે ગુરો ! ! ! હે પ્રભો !!! દીન વાણીથી, અમૃત વિનયાધાર. સુણજો.
ક્ષણિક દેહનો નહિં ભરોસો, રહી જાશે પ્રભુ સેવજી;
બનતી ત્વરાએ જીવ ઇશ્વર જગ, તજવા ઉદ્યોગી એવ. સુણજો.
અનંત માયામલ તજી પ્રભુ કૃપા, પામુ પરમપદ ભાખેજી;
હું એ માનમમત છે મિથ્યા, જયોતિ તત્વગતિ રાખે. સુણજો.
આકાશમાં નિલતા જેમ ભાસે, તેમ જીવને દેહ ભાસેજી;
દેહ, માન, મોહ, વિષયેચ્છાથી, અળગો "રામ" વિલાસે. સુણજો
આવ્યું સુખ દુ:ખ સહન કરે છે, હર્ષ શોક મતિ તજતાજી;
દ્વંદ્વ માત્ર મન સહિત તજીને, કેવળ પ્રભુને ભજતા. સુણજો.

નૂતન વાસના પ્રગટ ન થાતી, જન્મ મૃત્યુ સંહરવાજી;
અતિ પ્રયાસી નિશદીન સેવે, ગુરૂ નૌકા જગ તરવા. સુણજો.
કઠોરતા, કંજુસતા, ક્રુરતા, સ્વપ્ને પણ ના આવેજી;
અષ્ટ પ્રહર પ્રભુમય રહેવાને, જાગૃતી અંતર લાવે સુણજો.
ગફલત ત્યાગી ગંભીરતાથી, જીવન અનુભવ સંગીજી;
અતિ નિર્મળ વ્યવહાર સેવતાં, પ્રભુમય રહેવા ઊમંગી.સુણજો.
એજ મુમુક્ષુ સ્વભાવ સાચો, સત્વ, ઊદાર, સંસારેજી,
નારી! હીંડે પણ ચિત્ત બાલકમાં, તેમ પ્રભુ પ્રત્યે ધારે.સુણજો.
( મુમુક્ષુનું સદ્‌ગુરૂ શરણ )
મુમુક્ષુનો ઉદ્ધારજ કરવા, પ્રભુ સદ્‌ગુરૂ રૂપ આવેજી;
મુમુક્ષુ નરને સ્હેજ સમજમાં, પ્રેમથી શરણે લાવે. સુણજો.
વેદ શાસ્ત્ર અનુભવ યોગોથી, બ્રહ્મશ્રોત્રિય કહાવેજી;
સભર પૂર્ણ રસ બ્રહ્મ પ્રાપ્તિને, બ્રહ્મનિષ્ટ પ્રભુ ભાવે. સુણજો
સદ્‌ગુરૂ શરણ ઇચ્છતો પ્રેમે, નજર ઠરે તે ઠામજી,
તુરત સદ્‌ગુરૂ દીક્ષા ધારી, તજતો દેહ અહંમામ— સુણજો,
ગુરૂ આજ્ઞા પાળક બની વિચરે, ગુરૂને પ્રભુ રૂપ જાણેજી;
તન મન ધન શરણાગત સેવા, કરવા હોંસ પ્રમાણે. સુણજો.
વેદ સાર ગુરૂ મંત્ર પ્રસાદી, ગૃહી જપ બળ ગુણ ગાતોજી;
બુદ્ધિ દોષ વિક્ષેપ છુટતાં, ઊર્ધ્વ ગતીએ જાતો. સુણજો.
વિદેહી પરમાત્મા દેહધારી, નિજ કલ્યાણ રૂપ સંતજી;
સદ્‌ગુરૂ પ્રભુની સેવા સાટે, લાવે દેહ મતિ અંત. સુણજો.
સદ્‌ગુરૂ પરમાત્મા છે અભેદે, સેવી જન્મ સુધારેજી,

ભક્તિ પ્રવાહ હ્રુદયમાં ધારી, જ્ઞાન ગતિ નિરધારે— સુણજો.
ગુરૂ શરણે જાતાં લોકલજ્જા-મતિમાં આડે આવેજી;
ત્યાં લગ યોગ ન આવ્યો જાગુવો, શરણ પ્રેમના ભાવે. સુણજો.
( જીવનો જીવન વ્યવહાર. )
પાંચ પ્રકારે જાગૃતી થાતાં, ગુરૂ કૃપા અનુરાગીજી;
સત્સંગ યોગે અમૃત પીતાં, આરે આવ્યો બડભાગી. સુણજો.
આરે જીવને નૌકા લાધે, એ પણ દુર્લભ વાતોજી;
નૌકાગત પ્રભુ શરણ સેવવા, ઇચ્છા, કૃપાને ચ્હાતો. સુણજો.
અહં મમતને મોહ લોભની, જાળ જીવને ન ફસાવેજી;
એજ પ્રભુની કૃપા મતિથી, સત્વરતા સમજાવે. સુણજો.
જીવનો યોગ ખડો થાય અંતર, પ્રભુ દયા દરસાવેજી;
તુરત સંત સ્વરૂપે દરશા, મંત્ર વૃષ્ટિ વરસાવે. સુણજો.
જન્મ જન્મનાં સત્કર્મોનાં, બીજ ઊદયને પામેજી;
બીજ ફળમય કુમતિને ગાળી, જીવ-પ્રભુમાં વિરામે. સુણજો.
અતિ પ્રભુભક્તિ ઊર જામે, કર્મ તણો અંત આવેજી;
જ્ઞાન પ્રકાશે પ્રભુમય રહેવા, પ્રેમ હ્રુદયમાં ભાવે. સુણજો.
હવે સમજ હે જીવ મુમુક્ષુ ! ! ! શ્રદ્ધા અતિ યોગ પાળેજી;
સત્ય સમજને હ્રુદય વિચારી, ઊલટ મતિ ભ્રમ ટાળે. સુણજો.
પ્રથમ કર્મની ગતિ વરણવું, તે તુજને બળ દાતાજી;
કર્મ સ્વરૂપની સત્ય સમજથી, કર્મ અકર્મ વિધાતા. સુણજો.
દીનરાત્રી છે કર્મગતીમય, પ્રભુલીલા પથરાતીજી;
કર્મ વિના નહિં ક્ષણ એક જાતી, નિષ્કર્મોથી વિખરાતી. સુણજો.

વ્યવહારી-ને દૈવી બે રૂપ-કર્મ સ્વરૂપને જાણોજી;
વ્યવહારિ તે દેહ નિર્વાહમય, અહં મમ રૂપ પ્રમાણો. સુણજો.
( વ્યવહારીક કર્મ સ્વરૂપ ).
લેણા દેણા, ઊદ્યમ, હુન્નર, કળા કુશળતા રૂપેજી;
વેપાર ધંધો, નોકર, ચાકર, ગતિ વ્યવહાર સ્વરૂપે. સુણજો.
ભોગ, આહાર, વિહાર, સંતતી, નારી, ધનનો સબંધજી;
તન્મય તે ગતિ વ્યવહારિક પણ, શુદ્ધ સમજ પ્રતિબંધ. સુણજો.
વ્યવહારિક પણ રજ-તમ ત્યાગી, વિચરે સત્વ વિહારજી;
ગમે તેમ થાએ તો નહિં તજતા, સાત્વિક મતિ વ્યવહાર સુણજો.
સત્વ મુખ્યમાં ગૌણ રમતથી, રજ, તમમય વિહરતાજી;
સત્વ શુદ્ધની ગતિ ઊર્ધ્વ છે, સમજી જાગૃતી ધરતા. સુણજો.
કર્મ શુદ્ધિનો એ છે પાયો, હૃદયેથી નવ જાયેજી;
તેથી બુદ્ધિ ગતિ દુર્જનતા, તજી સજ્જન ભરપાયે. સુણજો.
( દૈવી કર્મ સ્વરૂપ ).
હવે દૈવીની રીતે વેદ પર, શ્રદ્ધા ધર્મ વિચારેજી;
નિજ વર્ણાશ્રમ મર્યાદાથી, કર્મ પ્રગતા ધારે. સુણજો.
સત્વ મતિમય નિજ સંસારે, અભ્યુદય સમજાતોજી;
તેમજ નિજ જીવ બંધન તોડી, પ્રભુ સ્વરૂપે સમાતો. સુણજો.
તેજ ધર્મનો અર્થ સત્ય છે, ધર્મ વિચારે વરતેજી;
સ્વધર્મ ફળ પ્રાપ્તિના માર્ગે, મુક્ત થતા વિવર્ત્તે. સુણજો.
સ્નાન, સંધ્યા, ને બ્રહ્મયજ્ઞને, વૈશ્વદેવ નિત્ય કરવાજી;
પંચાયતન પ્રભુ રૂપ ૐકારે, સમમતિ ધીરજ ધરવા. સુણજો.

શક્તિ[1], સૂર્ય[2], વિષ્ણુ[3], શિવ[4], એ ગણ માયામય વેદ જાણેજી;
માયાતીત ૐ ગણના પતિને, ગણપતિ[5] નામે વખાણે. સુણજો.
ગણવિણપતિનહિં,પતિ વિણ ગણ નહિ, એમ અભેદ પંચમાનોજી;
દેહ, વ્યષ્ટિ, સમષ્ટિ–સાક્ષી પતિ, ૐ પરબ્રહ્મ પ્રભુ જાણો. સુણજો.
દેહ અભિમાની વ્યષ્ટિ જીવ છે, સમષ્ટિ વ્યાપક જાણોજી;
ઉભય દેહ દેહીનો સાક્ષી, તે ઇશ્વર–શિવ–માનો. સુણજો.
મુર્ત્તામુર્ત્ત સ્વરૂપ પોતાનું, પ્રભુમય રહેવા ધારેજી;
તે જ્યાં ત્યાં જે તે રૂપે પણ, પરમાત્માને વિચારે. સુણજો.
સત્ય સમજતાં અભેદ રૂપે, પ્રભુને પરમ ઉપાસેજી;
ઉપાસના સત્કર્મની ધારા, નિજ આત્મા મય વાસે. સુણજો.
તેજ મતિરૂપ[1]–મતિપ્રકાશક[2], તેજ મતિ[3] અંતરમાંજી;
તેજ મતિનો સાક્ષી[4]–શિવરૂપ, મતિપતિ[5] ૐ નિજરૂપમાં.સુણજો.
બુદ્ધિપતિ રૂપ, સદ્ગુરૂ પ્રભુજી, બ્રહ્મજ્ઞ બ્રહ્મરૂપ સંતજી;
શુદ્ધ સત્વકર્મોના પ્રભાવે, ઓળખાતા નિજચિંત. સુણજો.
સદ્ગુરૂ દરસે દેહધારી પણ, દેહ રહિત બોધ દાતાજી;
કૃપા ચર્ણામૃત પાન થતાં તો, ઉપજે અંતર શાતા. સુણજો.
જ્યાં લગ જીવને દેહ દૃષ્ટિનું, મનથી ભાન ન છુટેજી;
ત્યાં લગ ગુરૂ પણ દેહધારી છે, એમ હૃદય બલ કુટે. સુણજો.
જીવ નિજને જળ બિંદુ પેખે, દેહ પરપોટો ભાસજી;
નિજમાં ન બુદ્બુદ મિથ્યા છે તે, ગુરૂમાં ન દેખે દેહાભાસ. સુણજો.

( કર્મ વિભાગ સ્વરૂપ ).

વેદ કર્મમાં ત્રી ભાગ જાણો, કર્મ[1], અકર્મ[2], વિકર્મ[3]જી;
વેદ તણી મર્યાદ ફલાશા, તે તો ગણુ યજ કર્મ. સુણજો.
વેદ વિધિમય, કર્મ બ્રહ્માર્પણ, કરતાં અકર્મ ગણાયેજી;
વિધિહીણુ સ્વચ્છંદી વર્ત્તનને, વિકર્મ એમ મનાય. સુણજો.
કર્મ મર્યાદા સમજી કરવા, ગુરૂ મુખ વણો પ્રબોધેજી;
તે કર્મો બ્રહ્માર્પણ થાતાં, જ્ઞાન ભક્તિ મતિ શોધે. સુણજો.
બ્રહ્માર્પણથી શુદ્ધ મતિની ગતી ઊર્ધ્વને પામેજી;
વ્યષ્ટિ સમષ્ટિના ત્રિદેહ માનને, તોડી તૂરિય વિરામે સુણજો.

( સ્થૂલ દેહાભિમાન તજવાની રીત ).

સ્થૂલ દેહના સાભિમાનનો, ઇચ્છે સમૂળો નાશજી.
સુખદુઃખ માનાપમાન હર્ષને, શોકથી પામે ન ત્રાસ. સુણજો.
ક્રિયમાણ સ્થૂલ દેહની સાથે. ધર્મ વિચારે લય જાતુંજી;
ક્રિયમાણ-પુરૂષાર્થનું બળતે, આપોઆપ વિહલાતું. સુણજો.
હું તું અહમમ કદા ન સેવે, સહનશીલતા ધરતાજી;
રજો, તમો, વિષયાદિક વૃત્તિ, ગુરૂ કૃપાએ સંહરતા. સુણજો.
શરીર, ધન, પર મમતા છુટે, તેમ નિર્મળ જીવ થાતાજી;
પરમાર્થ, ઊદાર કર્મ પર પ્રીતી, થતાં ઉર્ધ્વ ગતી જાતા. સુણજો.
સૌમાં રમતા પણ સૌથી ન્યારા, રહી વ્યવહાર વિહરતાજી;
સ્થુલાભિમાન તજી લય કોટી, સમજી શાન્તિ ધરતા. સુણજો.

( સૂક્ષ્મ દેહાભિમાન તજવાની રીત ).

પ્રાપ્તાપ્રાપ્તના ભોગ વિહારે, નવી ઇચ્છા નહિં કરતાજી;

જેમ તેમ પણ સંતોષ સેવી, પ્રભુ ચરણે મતિ ધરતા. સુણજો.
વાસનાનો આ દેહ સ્વપ્નવત્, વાસના ત્યાગ વિચારેજી;
હ્રદય ગ્રંથીનો બોજો ત્યાગતા, વાસના બળને સંહારે. સુણજો.
સંકલ્પ કે વિકલ્પ કરે ત્યાં, મન ચગડોળ ચઢાવેજી;
પણ મનની ગતિ રોકી લેવા, ગુરૂ કૃપા બળ સ્હાવે. સુણજો.
વાસના બળથી પાણી ઉકળે, તે જળમાંથી વખોડેજી;
ગુરૂ કૃપાએ મતિ સૂલટે, સૂક્ષ્મ કીલ્લાને તોડે. સુણજો.
સૂક્ષ્મ દેહની એ લય કોટી, ઊદ્ધવ હ્રદયે ન આવેજી,
તૃષા રહિત જેમ તેમ વિહરતાં, ભોગ વૈભોગ ન ભાવે. સુણજો.
એમ સ્થૂલને સૂક્ષ્મ દેહકૃતિ, દીનનીશમાં લય સાધેજી;
હવે ત્રીજા કારણ દેહકેરી, લય કોટીમાં મતિ વાધે. સુણજો.

( કારણ દેહાભિમાન તજવાની રીત. )

કારણ દેહ પ્રારબ્ધ બન્યું છે, જન્મ સાથે લઇ આવ્યાજી;
ગત જન્માંતર કેરાં કર્મો, પ્રારબ્ધ સ્વરૂપે ભાવ્યાં. સુણજો.
કારણ આધારે સૂક્ષ્મ દેહને, સ્થૂલ દેહભાન ભાસેજી;
દેહ બીજ આ કારણ દેહ છે, સ્થૂલ સુધી તે વિલાસે. સુણજો.
ગત જન્મોના કર્મ બીજ તે, સુષુપ્ત ભૂમિમાં વાવ્યાંજી;
તે કર્મો સ્થૂલમાં ભોગવતાં, સુખદુઃખ ભોગો ભાવ્યા. સુણજો.
અવશ્ય મેવ તે ભોગવવાનું, કદા નહિં કરમાશેજી;
રામ, યુધિષ્ટર, નળ, સમ વિચર્યાં ભોગવતાંજ છુટાશે. સુણજો.
ક્રિયમાણુને સંચિત કેરૂં, મૂળ સુપ્તિરૂપ કહીએજી,
ગુણ–કર્મમય દેહ દ્રશ્યનું, ભાવી–કારણ લહીએ. સુણજો.

અહં ઉત્થાન પ્રકૃતિ સાથે, ધુંધવાતાં તે સળગેજી;
તે કારણ દેહરૂપ સુષુપ્તિ, સ્થાને ભ્રાન્તિ વળગે. સુણજો.
બળતો અગ્નિ જળમાં ગરમી, કરી પરપોટા લાવેજી,
હવે પછી પરપોટા ન થાવા, આ અગ્નિને બુજાવે. સુણજો.
અગ્નિને બુજાવવા માટે, અહં ઉત્થાન તરછોડેજી,
મહત્તત્વ પ્રકૃતિ ગતિ તજતાં, ત્રિદેહ મૂળને વખોડે. સુણજો.
સુષુપ્તિ અવસ્થા પ્રારબ્ધ કારણ, મહત્તત્વનો ઠામજી,
માયામય દેહ વિવર્ત્ત મુળનું, સ્વરૂપ વિવર્ત્ત તમામ. સુણજો.
એમ ત્રણે દેહોની રચના, અહં મમહીન ભોગવાતીજી,
નૂતન જન્મ તણું બીજ બાળી, પ્રભુ ચરણે મતિ થાતી. સુણજો.
અત્યારે જે દેહ દશ્ય તે, પ્રારબ્ધ બળે ગહગડશેજી,
દડો આયુગતિ નિયમે વ્હેતાં, અંતે આપ અટકશે. સુણજો.
જો વાસના ભોગ ભોક્તા બનતાં, નવાં કર્મ બંધાશેજી.
પુનઃ દડાને ગતિ આપતાં, પુનર્જન્મમાં જાશે. સુણજો.
નવો જન્મ અટકાવવા માટે, અગ્નિ શાન્તજ કરવોજી,
અગ્નિ બુજાતાં બુદબુદ ન થાશે, એવો યોગજ ધરવો. સુણજો.

( અવસ્થા સ્વરૂપ )

ત્રિદેહ કેરી ત્રણ અવસ્થા, જાગૃત સ્થુલની જાણોજી,
ક્રિયમાણ કર્ત્તૃત્વની ઘટના, પુરૂષાર્થ રૂપ પ્રમાણો. સુણજો.
તેમાં નિરહં ભાવ વિચારી, સૂક્ષ્મ વિચારને જોતાજી,
સ્વપ્નાવસ્થા મિથ્યા ભ્રમણા મિથ્ય સમજીને ખોતા. સુણજો.

તે સંચિત્ રૂપ મનની વાસના, ભિન્ન ભિન્નતાનાં ગોથાંજી,
સ્વપ્નસાગરને વર્ણવતા તે, પોપાંબાઇનાં પોથાં. સુણજો.
કારણ દેહની સુષુપ્તિ કહીએ, ઘોર નિદ્રા ઘોરરૂપજી,
પ્રારબ્ધ મય આ અંધકારમાં, વિસર્યા નીજ સ્વરૂપ. સુણજો.
અંધકારમાં અંધ બનીને, સ્થુલ જગતમાં રમતાજી,
તેવા નર-પશુ સમાન જાણો, અંધકારમાં ભમતા. સુણજો.

( વ્યષ્ટિ સમષ્ટિ અભેદ જીવસ્વરૂપ )

આમ ત્રિદેહો વ્યષ્ટિ-કર્મના, ગુણના-સમષ્ટિ ધારોજી,
વ્યષ્ટિ-સમષ્ટિ દેહાભિમાની, સરખા છેજ વિચારો. સુણજો.
વ્યષ્ટિ-ત્રીદેહ તણા અભિમાની, વિશ્વ[1], તૈજસ[2], ને પ્રાજ્ઞ[3]જી,
સમષ્ટિ, વિરાટ[1] ને હિરણ્યગર્ભ[2], અવ્યાકૃત[3] સર્વજ્ઞ. સુણજો.
વ્યષ્ટિ એકજ કણને લઇએ, સમષ્ટિ ઢગલો ગણીએજી,
એક ફોરાને વ્યષ્ટિ સમજો, વૃષ્ટિ-સમષ્ટિ ભણીયે. સુણજો.
વ્યષ્ટિ અભિમાની તે પણ જીવ, તેમ સમષ્ટિ ગણજોજી,
બેઉ પ્રકારે વ્યષ્ટિ સમષ્ટિ, અવિદ્યા, વિદ્યામય ભણજો. સુ.
વિદ્યા અવિદ્યા સમાન ત્રિગુણી, સમાનતાએ મહત્તત્વજી,
તેજ ઇશની તુર્યામાયા, જેમાં છે ઉભયત્વ. સુણજો.
ત્રિદેહ કેરા મિથ્યા અહંને, ત્યાગે જે અધિકારીજી,
સોહં જીવ કહે છે તેને, ગુણ દેહમતિ જાય હારી. સુણજો.

( ઇશ્વર સ્વરૂપ )

ત્રિદેહ સ્વરૂપના મિથ્યા મોહનો ત્યાગ થતાં શિવરૂપજી,

તે તુર્ય, સાક્ષી છે ઇશ્વર, કુટસ્થ સ્વાધિન રૂપ. સુણજો.
ઘોર અંધકાર ગુફા નિવાસે, ત્રિદેહ કેરી ભ્રાન્તજી,
ત્રણ અવસ્થા ત્રીગુણના રીતે ત્રીકર્મોની વિશ્રાન્ત. સુણજો.
ત્રિગુણી માયાની રચનાને, ત્યાગે જે શુરવીરજી,
તે જીવ ટળીને શિવરૂપ થાતો, આપ આપમાં ધીર. સુણજો.
દેહ બંધના બળને બાળે, નિમળ તૂર્ય પ્રકાશજી,
આત્મબળી, મોક્ષે ગુરૂકરૂણા, પ્રભુનો પ્રેમ પ્રકાશ. સુણજો.
માયા મોહને આધિન તે જીવ, માયા આધિન જેનેજી,
તે ઇશ્વર-સાક્ષીને સમજો, જ્ઞાન પ્રકાશ છે તેને. સુણજો.
અજ્ઞાન માયા મોહ ડુબાવે, જીવને ત્રિદેહ માંહેજી,
વિદ્યા જ્ઞાન ત્રિગુણી માયા, નિજ સ્વાધિનમાં ત્યાંહે. સુણજો.
માયા તણી ઉપાધિ એમજ, જીવ-ઇશ્વરને જાણોજી,
શુદ્ધ સત્વ તે ઇશ્વર કર્ત્તા-ધર્ત્તા-હર્ત્તા પ્રમાણો. સુણજો.
જેને આધિન માયા વ્યષ્ટિ, સમષ્ટિ જીવ ગણાતાજી,
તે ત્રિ સત્તા છતાં સ્વતંત્ર છે, તેથી અકર્ત્તા ગણાતા. સુણજો.
ઇશ્વર સત્તામાં અનેક બ્રહ્માંડો, અનેક જીવની જાતજી,
પ્રારબ્ધ, સંચિત, ક્રિયમાણથી, ગુણ કર્મની રીતભાત. સુણજો.
તે ઇશ્વર છે બિંબ વિવર્ત્તમાં, તેથી ન તે પૂર્ણબ્રહ્મજી,
જીવની વિશ્રાન્તિ તુર્યા છે, ઉભય છુટે પરબ્રહ્મ. સુણજો

(વિવર્ત્ત કલ્પિત માયા સ્વરૂપ)

ઇશ્વર પર છે વિવર્ત્ત માયા, તેજ અહં ઉત્થાનજી,
વિકલ્પ સ્વરૂપે દ્વિધા પ્રકાશે, ઇશ્વર-જીવને સ્થાન. સુણજો

અહં અસ્મિ વિકલ્પે ઇશ્વર એકોહં ભેદ વિલાસેજી,
કોઽહંશોઽહં થી સમષ્ટિ, વ્યષ્ટિ, જીવ અનેક ચિદાભાસ. સુણજો.
વિવર્ત્ત સિંધુપર ૐ પરમાત્મા, બિંબ રૂપ ઇશ જાણોજી,
પ્રતિબિંબ રૂપ સમષ્ટિ, વ્યષ્ટિ, જીવ મિથ્યાજ પ્રમાણો. સુણજો.
જીવ છે કાર્યનું કારણ ઇશ્વર, માયા તે ઉપાદાનજી,
નિમિત્ત માત્રની સત્તા ઇશ્વર, બન્ને વિવર્ત્ત સમાન. સુણજો.
જીવ-ઈશ્વરની સત્તા જુદી, માયા ભાસથી ભાસેજી,
માયાભાસ ટળતાં ગુરૂ કરૂણા, થાતાં સ્વયં પ્રકાશે. સુણજો.
અહં ઉત્થાન વશે છે ઇશ્વર, દેહવશ જીવ ખચીતજી,
અહં ઉત્થાન સહિત જીવઈશથી, અળગો પ્રભુ માયાતીત. સુણજો.
ઇશ પદે જીવ મોક્ષજ માને, અહં વિકલ્પના ભેદેજી,
જીવ પ્રભુમાં સ્વસ્વરૂપ છે, નદી સાગરના અભેદેજી. સુણજો.

(પરબ્રહ્મ પરમાત્મા સ્વરૂપ)

તે પ્રભુ પ્રિયપતિ પરમેશ્વર છે, ગણપતિ નામે કહીયેજી,
તન્મય ભક્તિ પ્રેમરસ પ્રગટે, સ્વસ્વરૂપમય રહીએ. સુણજો.
સદ્‌ગુરૂ સ્વરૂપે સેવા સાધે, યોગ અવિકૃત થાતાંજી,
યોગાયોગ સમરસતા અભેદે, અમૃત પદમાં સમાતા. સુણજો.
કોષ વિધિ પણ જીવ, ઈશની, અન્નમય[1] કોષ તે પેહેલોજી,
પ્રાણ[2]-મનોમય[3]-વિજ્ઞાનમય[4]થી, આનંદમય[5] છે છેલ્લો. સુણજો.
સ્થુલ દેહનો અન્નમય કોષ છે, સૂક્ષ્મદેહના બે જોયજી,
પ્રાણ-મનોમય કોષને ગણતાં. કારણ વિજ્ઞાન સોય. સુણજો.

ચાર કોષમાં વ્યષ્ટિ સમષ્ટિ, ત્રીદેહ વાસે અભિમાનીજી,
પંચમ આનંદમય-ઈશ્વરનો, શાસ્ત્ર વદે છે વખાણી. સુણજો.
કોશાભીમાની ઇશ્વર જીવથી, અળગો કોષાતીત વેદેજી,
ચાર કોષ બંધ-પંચમ મોક્ષનો, કોશાતીત છે અભેદ. સુણજો.
જીવ બંધન શિવ મોક્ષ સ્વરૂપે, ચતુર કોષ જંજાળેજી,
દેહ મોહમય જીવને જાણો, ઇશ મોહહીન સંભાળે. સુણજો.
ત્રિદેહ મોહ સહિત તે સોહં, શુદ્ધ જીવાત્માની રીતજી,
સોહં-સુલટે હંસ સ્વરૂપ તે, ઈશ્વર છેજ ખચીત. સુણજો.
બંધ મોક્ષથી રહિત તેજો, સદ્દગુરૂ જ્ઞાનાતીતજી,
સોહં હંસથી રહીત ગણાતાં, પરમહંસ પ્રભુ ખચીત. સુણજો.
( દેહથી આરંભ કરતાં પાદોનું સ્વરૂપ )
(પ્રથમપાદ)
વળી દેહથી આરંભ કરતાં, દેહદૃશ્ય જગ ભાસેજી,
દૃશ્ય તણો દૃષ્ટા દેહાંતર, દેહી જીવ ચિદાભાસ. સુણજો.
પ્રથમપાદ આ દેહની રચના, બાહ્યાભાસમય જાણોજી,
અંતર નિશ્ચય જીવ ચેતનમય, રોમરોમ પરમાણો. સુણજો.
જેના આધારે દેહ ઈન્દ્રિયો, પ્રાણ, કરણ સૌ ચાલેજી,
તે જીવ આત્મા ચેતનમય છે, વ્યષ્ટિ સ્વરૂપે મહાલે. સુણજો.
તે વ્યષ્ટિ જીવ બીજોપાદ છે, તે સતરૂપ પરખાતોજી,
અસત્ દેહમાં શક્તિબ્રહ્મ છે, બુદ્ધિથી ઓળખાતો. સુણજો.
સર્વં ખલ્વિદં બ્રહ્મ શ્રુતિથી, આદી અંત બ્રહ્મરૂપજી,
( દ્વિતીયપાદ )
વ્યષ્ટિ સત્ જીવ-દેહ પ્રકાશક, સૂર્યબ્રહ્મનું સ્વરૂપ. સુણજો.

અહં બ્રહ્માસ્મિ શ્રુતિનાવાદે, વ્યષ્ટિને ઓળખાવેજી,
ગુરૂકૃપાએ જીવ પોતાને, જાણી શાન્તિ પાવે. સુણજો.
વ્યષ્ટિ સમષ્ટિ અભેદ ભાને, જીવ-ગુણ કર્મ જડાયોજી,
સોહં સ્વરૂપે ચેતનમયતા, તરવાનો આ પાયો. સુણજો.
એક દેહમાં વ્યષ્ટિ જીવાત્મા, સમષ્ટિમાં લય જોતોજી,
( તૃતીયપાદ )
સમષ્ટિમાં વ્યાપક જાણીને, જીવમતિ ભ્રમને ખોતો. સુણજો.
દેહમાં દેહી થઇને રમતો, તે વ્યષ્ટિ જીવ આત્માજી,
પણ બ્રહ્માંડે રમતો રામજી, સમષ્ટિ વ્યાપક આત્મા. સુણજો.
અસત્નો જ્યાં ભાવ ન રહેતો, સત્નો જ્યાં ન અભાવજી,
ઉભય અંતમાં ત્રીઘા પદાંકિત્ વ્યાપક નિજ સ્વભાવ. સુણજો.
વેદશાસ્ત્ર વિષ્ણુબ્રહ્મ કહે છે, દેહ દેહીથી શુદ્ધરૂપજી,
બુદ્ધિગુહાનો અંતરયામી, ગુપ્ત અખંડ છે અનુપ. સુણજો.
પ્રજ્ઞાનમાનંદ બ્રહ્મ શ્રુતિથી, પ્રતિપાદન છે વેદેજી,
સ્થાવર જંગમ અણુમહત્માં, વ્યાપક વિષ્ણુ અભેદે. સુણજો.
વ્યાપક કેરૂં બાહ્ય શરીર તે, વ્યાપ્ય બુદ્ધિ દરસાયેજી,
વ્યાપ્યમતિની અંતર ચેતન, વ્યાપક બ્રહ્મ સિદ્ધ થાય. સુણજો.
સમષ્ટિ ત્રીજાપાદ સ્વરૂપે, વદે છે વેદ પુરાણેજી,
સમષ્ટિને સમજે તે વ્યષ્ટિ-દેહનો વિલય પ્રમાણે. સુણજો.
ખાંડ તણા હાથીના સ્વરૂપે, ખાંડજ વ્યાપક જાણોજી,
વ્યાપ્ય હાથીની દષ્ટિ તજતાં વ્યાપક સત્ય વખાણો. સુણજો.
મૃતિકા કેરા અનેક રમકડે, મૃતિકા વ્યાપક એકજી,
વિધવિધ ભાસ ટળે હૃદયેથી મૃતિકા સત્ય વિવેક. સુણજો.

નવરા ના ગરણે ઘટનાં અનેક છીદ્ર દરસાતાંજી,
છીદ્રાંતરમાં દીપક દર્શતાં, ઘટ દર્શન ગુમ થાતાં. સુણજો.
દેહ–વ્યષ્ટિ ને સમષ્ટિ સાથે, વ્યાપ્ય તણો પ્રતિબંધજી,
તેથી જીવ કોટી છે ત્રિપાદો, શાસ્ત્રપ્રમાણ નિબંધ. સુણજો.

( તૂર્યપાદ )

ત્રિપાદપર છે તૂર્યપાદનું, ચતુર્થ બ્રહ્મ ઈશ કહીયેજી,
જેમાં લય–દેહ[1] વ્યષ્ટિ[2]–સમષ્ટિ[3] વ્યાપ્ય વ્યાપકને લઈએ. સુણજો.
આ ઈશપદ દેહોથી અળગો, નહિં વ્યષ્ટિ કે સમષ્ટિજી,
એ સર્વેનો સાક્ષી નિરંતર, સાક્ષ ત્રિપદની સૃષ્ટિ. સુણજો.
સાક્ષથી ભિન્ન છે સાક્ષી નિર્મળ, તે જીવ નહિં શિવ જાણોજી,
માયિન–ચેતન–આપ મહેશ્વર, કૂટસ્થ–પુરૂષ–વખાણો. સુણજો.
ત્રિપાદપર **એક એવા દ્વિતીયં**, બ્રહ્મ શ્રુતિપદ **નેતિ**જી,
ત્રિપાદ નકારે અવશેષ ચેતન, વિજ્ઞેય પદવી રહેતી. સુણજો.
દેહ અહંમમ છુટે વ્યષ્ટિ, સોહં તજે તે સમષ્ટિજી,
દેહ વ્યષ્ટિ ને સમષ્ટિ અહંને, તજે તે ઇશ્વર દૃષ્ટિ. સુણજો.
ત્રિપદના ત્રણ આશ્રમ જાણો, તે સોહંમય રહેતાજી,
તૂર્યાશ્રમમાં સોહં ટળીને, હંસ સ્વરૂપે વહેતા. સુણજો.
ત્રિપાદનો લય તૂર્યપાદમાં, થાતાં મોક્ષ પ્રમાણોજી,
જેમાંથી ઉપજે છે ત્રિપાદો, તેનો લય તેમાંજ જાણો. સુણજો.
ત્રિપાદની ઉત્પત્તિ ઈશમાં, દેહ–ભોક્તા–ને કર્ત્તાજી,
સર્વે લયરૂપ નિજનેતિમાં, ઇશ્વર તેજ અકર્ત્તા. સુણજો.

દંડધારી હંસ-કર્મ સંન્યાસી, તુર્યાશ્રમ વેદવાણીજી,
જ્ઞાનામૃત રૂપ પયપાન કરતા, તજતા ત્રિદેહ રૂપ પાણી. સુણજો.
વિષ્ણુ સ્વરૂપે શિવપદ પામી, ૐ નારાયણ બોલેજી,
ત્રિદેહ ભોક્તા ભ્રમણા ત્યાગવા, તે શિવપદને ખોળે. સુણજો.
શુધ્ધ ચૈતન્ય સાક્ષીના સ્વરૂપે, સાક્ષી ત્રિપાદને પેખેજી,
તેથી ·ચિન્માત્રોહં' સદાશિવ, વેદ વચન ઉલ્લેખે. સુણજો.
ઈશ્વર આધન વ્યષ્ટિ સમષ્ટિ, વળી બુદ્બુદ વત્ દેહજી,
ન્યાયી, નિયામક, નિયંતૃ કહાવે, પ્રારબ્ધનો આધાર એહ. સુણજો.
માયા કાર્યને વશ વરતાવે, તેથી માયી ગણાતોજી,
માયા વશ છે વિશ્વ સકલ આ, માહેશ્વર શિવ થાતો. સુણજો.
વ્યષ્ટિ સમષ્ટિ માયાધિનથી, બંધનરૂપ વિકારીજી,
સ્વતંત્ર મોક્ષનું દ્વાર સદાશિવ-તુર્યજ કલ્યાણકારી. સુણજો.
એરણપર સહુ ધાતુ ઘડાતી, પણ એરણ નિજરૂપજી,
ધાતુ વિકાર ન લાગે કદાપિ, તેથી કૂટસ્થ સ્વરૂપ. સુણજો.
( પંચમપાદ )
વિવર્ત્ત ભાસે જીવ-ઈશ્વર છે, બિંબ-પ્રતિબીંબ રૂપજી,
તેથી પર છે કલના વિરહિત, માયાતીત સ્વ પ. સુણજો.
પરમ પુરૂષ ત્રિગુણાતીત છે તે, અવસ્થાતીત છે વેદેજી,
તે કાલાતીત-દેહાતીત છે, બ્રહ્મણસ્પતિતે અભેદે. સુણજો.
સત્યંજ્ઞાન મનંત બ્રહ્મથી, શ્રુતિતણો પોકારજી,
તત્વમસિ રૂપ અક્ષરાતીત તે ૐ નિશ્ચય ઉચ્ચાર. સુણજો.
દેહ-વ્યષ્ટિ-ને સમષ્ટિ-નેતિ, ચારપાદ વિસ્તારજી,
સમૂહ રૂપને "ગણ" ધાતુરૂપ વદતા વેદ વિચાર. સુણજો

સોયમાત્મા ચતુષ્પાદથી માંડુક્ય ભણતા ચારજી,
શક્તિ–રવી–વિષ્ણુ–શિવ જાણો, અનુક્રમનો આધાર. સુણજો.
ચાર અભેદે ગણરૂપ પોતે, પતિરૂપ ગણુપતિ જાણોજી,
તે માયાતીત પરમપદ જ્યોતિ, પરબ્રહ્મ સ્વરૂપ વખાણો. સુણજો.
માયા ઉપાધિ ચાર પાદમાં, પંચમ માયાતીતજી,
સમગ્ર ઉપાધિ વિરહિત આત્મા આપજ અક્ષરાતીત. સુણજો.
ચારપાદ રૂપ ત્રિકાલજ્ઞાતા, ૐકાર રૂપ ગજાકારજી,
ત્રિકાલાતીત તે પણ ૐકારે, મનવાણી વિરહિત ધાર. સુણજો.
જ્યાં નહિં દેહો–જ્યાં નહિં દેહી, જ્યાં ન સમષ્ટિ આપજી,
જ્યાં નહિં તૂર્ય, સ્વયં તૂર્યાતીત, નીજ જ્યોતિ છે અમાપ. સુણજો.
જ્યાં નહિં આશ્રમ–જ્યાં નહિં, વર્ણો, જ્યાં ન સોહં કે હંસજી,
જ્યાં નહિં માયા–જ્યાં ન વિવર્તો, તે પોતે પરમહંસ. સુણજો.
જ્યાં નહિં વાણી–જ્યાં નહિં મનડું, જ્યાં ચિત્ત બુદ્ધિ ન જાણોજી,
જ્યાં નહિં જ્ઞાન, વિજ્ઞાન, જ્ઞેય ત્યાં, પરમાત્માને પ્રમાણો. સુણજો.
સભર–સરસ–સદ્ગુરૂજી પોતે, સ્વાનંદ ઘન ઉદ્યોતીજી,
ચતુષ્પાદ મય બ્રહ્મણસ્પતિ તે, સ્વયં અપરિમિત જ્યોતિ. સુણજો
ચતુષ્પાદ નિજ અંગ સ્વરૂપથી, અંગી ગણુપતિ ભાખેજી,
યોગ સ્વરૂપ તે યોગાતીતને, વેદ સ્વયં રૂપ દાખે. સુણજો.
વાણી–નાદ–અક્ષર કે શબ્દે, વાકયે વસે ગણનાથજી,
અનંત જીવ–વિધી હરીહર આદી, તેત્રીસ કોટીનો સાથ. સુણજો.
દશ્ય અદશ્ય કે જેજે સ્વરૂપે, તેજ અનંત રૂપ દરસેજી,
અજ્ઞાની જ્ઞાની પશુ તૃણમાં, નિજ જ્યોતિ અમી વરસે. સુણજો.

બુદ્ધિહિન ના દેખે પ્રભુને, પ્રભુ બાહ્યાંતર ભરીયાજી,
માયા અવિદ્યા દેહ દૃષ્ટિ તજે, તેજ પરમપદ વરીયા. સુણજો.
ચતુષ્પાદ અધ્યસ્ત વિકલ્પે, પંચમપદ અધિષ્ઠાનજી,
અધિષ્ઠાન સ્વસ્વરૂપ ચેતન, નિજ લીલા ઉત્થાન. સુણજો.
ઇદં પૂર્ણ છે અયં પૂર્ણ છે, પૂર્ણ તણું આ પૂર્ણજી,
પૂર્ણ થકીજે પૂર્ણ ગણાયે, તે અવશેષ છે પુર્ણ. સુણજો
વાણી મન મય શબ્દ બ્રહ્મ છે, વાણી રહીત પરબ્રહ્મજી,
શબ્દ બ્રહ્મ કે પરબ્રહ્મ સો, ૐ ૐ ૐ ખં બ્રહ્મ. સુણજો.
લીલામય કે લીલા વિરહીત, યોગાતીત પ્રકાશેજી,
તે વિણ અન્ય ન અનન્ય છે, જો સ્વયં જ્યોતિનો વિલાસ. સુણજો.
દૃશ્યા દૃશ્ય મય ચતુષ્પાદમાં અન્વય રૂપ પરમાણેજી,
દૃશ્યા દૃશ્ય હીન ચતુષ્પાદમાં વ્યતિરેકનેજ વખાણે. સુણજો.
એક એક ગાદે અન્વય સાથે યોગ દીસે વ્યતિરેકજી,
વ્યતિરેકાન્વય મય પ્રભુ પોતે, બ્રહ્મભૂયનો વિવેક. સુણજો.
વ્યતિરેકાન્વય વાણી વિરહીત, પોતે સ્વયં પ્રકાશજી,
બુદ્ધિવિહાર તજીને શમતી, જ્યોતિમાં શાન્તિ વિકાસ. સુણજો.
અન્વય વ્યતિરેક બુદ્ધિ રચના, ત્રિવર્ત્ત રૂપની વાણીજી,
પ્રભુમાં ન હોય કલ્પિત વાણી, બાવન બ્હાર નિરવાણી. સુણજો
પંચમપાદ તે બ્રાહ્મી ભૂતતા, જીવન્મુક્ત પ્રભુ સંતજી,
યોગી યોગમાં સ્વયં વિનાયક, સત્ય પ્રભુ છે અનંત. સુણજો.
બિંદુ બિંદુમય મહાસાગરનો અનંત બ્રહ્માંડ વિલાસજી,
બ્રહ્માંડ બ્રહ્મ લીલાબ્ધિ રમતા, પ્રભુજી સ્વયં પ્રકાસ. સુણજો.

જ્ઞાનાજ્ઞાન વિજ્ઞાને નાશે, જ્ઞાન વિજ્ઞાન લય જાતાજી,
તે પરમાત્મા પ્રભુ શાન્ત નિધિ છે, પરમેશ્વર પ્રખ્યાતા. સુણજો.
( સંપ્રજ્ઞાત સમાધિ લક્ષણ ) ( ભક્તિયોગ )
માયા ભ્રમણા ત્યાગ થતાંતો નિજ માયાતીત જાણેજી,
પ્રભુમાં પ્રભુરૂપ અનુભવવાને, સંપ્રજ્ઞાત વખાણે. સુણજો.
સેવામય જીવ-સ્વદેશ પ્રેમે, અસત્ પ્રવાહી ભક્તિજી,
સત્ પ્રવાહ આત્માર્પણ પ્રેમે કરતાં વધે જીવશક્તિ. સુણજો.
દેહ, જીવના સમષ્ટિ તત્વે, સમ ભક્તિનો પ્રવાહજી,
વ્યાપક, વિજયી મતિ ગતિ પેખે, દીન દીન વધતો ચાહ. સુણજો.
સ્વસ્થાન પ્રાપ્તિ સ્વાધન તત્વે, ઇશ મતિ ગતિ પામેજી,
શુદ્ધાંકુર મતિ થતાં સામ્રાજ્યે, સ્વયં સ્વરૂપે વિરામે. સુણજો.
મતિ પતિ પ્રેમ રમતમાં શમતિ, સ્વસ્વાનંદ અભેદેજી,
વાણી મન લય ગાતાં શાસ્ત્રો, અસ્ખલિત પદ વેદે. સુણજો.
સંપ્રજ્ઞાત સમાધિ-તેને, બુદ્ધિ વિહાર ગતિ બંધજી,
નહિં જુએ-જીવ-ઇશ માયાને, એજ સમાધિ પ્રબંધ. સુણજો.
પ્રવૃત્તિમય ગતી-પ્રવૃત્તિ લયની, તે સંપ્રજ્ઞાત વિચારોજી,
જીવ ન જાણે નિજ-પરમાત્મામાં, સમાધિ લક્ષણ સારો. સુણજો.
( અસંપ્રજ્ઞાત સમાધિ લક્ષણ )
પ્રવૃત્તિ યોગ તે સંપ્રજ્ઞાતે, વદે વેદનો મર્મજી,
નિવૃત્તિ અસંપ્રજ્ઞાત વિચારે, શાન્તિ યોગનો ધર્મ. સુણજો.
સમુદ્ર મહાજળ શાન્ત સ્વરૂપે! બિંદુ નહિં સમ ધારોજી,
નિવૃત્તિમાં અષ્ટપ્રકાર વર્ણવે, અનુભવ લક્ષ્યે સારો. સુણજો.

વિતર્કાનુગત[૧]-વિચારાનુગત[૨], આનંદાનુગત[૩] જાણોજી,
અસ્મિતાનુગત[૪]-સાથે સ કારે, અષ્ટપ્રકાર વખાણો. સુણજો.
અષ્ટપ્રકારે-મતિલય-શાન્તિ, અર્થ સહિત પ્રભુ રમતાજી,
આપ સ્વપર-શબ્દાતીત પોતે-પૂર્ણ પરમપદ શમતા. સુણજો.
અષ્ટ સિદ્ધિમય યોગ પ્રયોગે, મોહિક સિદ્ધ ગણાતાજી;
ચમત્કાર મય વચન સિદ્ધિના, બળમાં સિદ્ધ મનાતા. સુણજો.
સિદ્ધ પુરૂષ ખાતા નિજ તપને, પુનઃ જન્મ પરમાણોજી;
તેથી પર તત્વજ્ઞ મુક્ત છે, વેદવચન સત્ય જાણો. સુણજો.
સિદ્ધિ કેરા મોહ તજીને, પ્રભુ મહતા ઉર ભરતાજી;
તે જન પરમપદે ગુરૂસેવા, કરવા પ્રેમમતિ ધરતા. સુણજો.
પ્રેમભક્તિ રસ-રસબસ સેવે, સ્વયંજ્યોતિ પદ પામેજી,
પરમપદે-ગણનાથ સેવતાં, ભ્રમ જની મ્રાત દુઃખવામે. સુણજો.
સાકર કેરૂ દેહેરૂં સાકર, પૂર્ણ રસામૃત જોશોજી,
દોરીમા સર્પાકાર ભ્રાંતિ, વિવર્ત્ત મતિ ભ્રમ ખોશો. સુણજો.

( સ્વસ્વરૂપ જીવન્મુક્તતા )

સ્વયં પ્રકાસે, તરવર તરવર, જીવ, ઇશ જગની ભ્રાન્તજી,
તે તે શબ્દ પ્રવાહે વહનરૂપ, આપ પ્રભુ છો શાન્ત. સુણજો.
કનક તણા કુંડળ બાહ્યાંતર, કનક સત્ય પરમાણોજી,
જીવ-ઇશના દૃશ્યાદૃશ્યમાં, પ્રભુજીને સત્ય વખાણો. સુણજો.
અક્ષર, શબ્દ, સંગાથી માયા, શબ્દાતીત પ્રભુ જાણોજી,
ભય જીવ-ઇશ પુરૂષ પરે તે, પરમ પુરૂષ પરમાણો. સુણજો.

વાણી મનપર–અનુભવ પરતે, સ્વસ્વરૂપ પરમાત્માજી,
મિથ્યા કલ્પના વિવર્ત્ત મતિએ, ઇશ્વર ને જીવાત્મા. સુણુજો.
સૌમાં સૌરૂપ સૌથી અળગો, અક્ષરાતીતને કહેજોજી,
દેહ–જગત–ઈશ જીવ ગતિ ભેદો, શબ્દાતીતમાં વહેજો. સુણુજો.
જીવ સુષુપ્તિમાં કાંઈ ન પેખો ઇશ સુષુપ્ત નિવૃત્તિજી,
બ્રહ્મ–સુષુપ્તિમાં શાન્ત પૂર્ણતા–શબ્દ અનુભવ વૃત્તિ. સુણુજો.
( પ્રભુમય લીલાવિહાર )
હે જીવ ! ! ! તત્ત્વમસિ એમ નિર્ણય, કરતાં શાન્તિ ધરજેજી,
તત્ પદ ઇશ્વર–ત્વં પદ જીવના, લક્ષ્યાર્થે બંધ તરજે. સુણુજો.
યાવત્ ત્રિપુટીઓ લક્ષ અર્થથી, જીવ ભ્રમણાને તજાવેજી,
સ્વસ્વરૂપના યોગે સદ્દગુરૂ, પ્રભુમય સ્થિતિ આવે. સુણુજો.
મૃતિકા પાત્ર પણ મૃતિકા મય છે, એમજ પ્રભુ પ્રકાસીજી,
મિથ્યા ભાન તજી વિચરે તો, આપજ જુએ અવિનાશી. સુણુજો.
ભ્રમ દેહભાન તજે જે જીવતે પરબ્રહ્મ પદ પામેજી,
હૃદય ગ્રંથીઓ તુટતાં જીવની, વિવર્ત્ત મતિભ્રમ વામે. સુણુજો.
સર્વ શંશયો વિલય થતાં તો, જીવ સ્વસ્થાને જાતાજી,
દેહ કર્મ ભ્રમ જાળ તોડતાં, પ્રભુ સ્વરૂપમાં સમાતા. સુણુજો.
ભલે ધનાઢ્ય ભલે અધિકારી, ભલે કુશળ સહુ તંત્રેજી,
ભલે કર્મમાં નિશદીન ગાળે, ભલે સુલભ સહુ યંત્રે. સુણુજો.
ભલે માન કે ચાંદમાં ગરકે, ભલે પ્રજા બહુ ભાળેજી,
ભલે કૃપણ ભલે સાકુટ વસતા, ભલે નૃપતિ આ કાળે. સુણુજો.
ભલે સત્તાધિશ આજ્ઞા મનાવે, ભલે બને જો દિવાનજી,

ભલે સુભટ, મહારથી, મલ્લ બનીયા, ભલે અનેક દેહભાન. સુણુજો.
ભલે દ્વિજ કે શૂદ્ર વર્ણાશ્રમી, ભલે દાતા કે દયાળુજી,
ભલે વિરાગી, ત્યાગી દેખાવે, ભલે બનો માયાળુ. સુણુજો.
પણ નિજ પ્રભુપદે ના વિરમે, તો મિથ્યા દેહ વિલાસજી,
જન્મ વૃથા જાણો તે જીવનો, ભોગવે મિથ્યાભાસ. સુણુજો.
માને ન માને તોપણ હાર્યો, પ્રભુને કદા ન પીછાણેજી,
મન મોટાઈ ભરી મતિ તર્કે, અંધ કશું નવ જાણે. સુણુજો.
દેહ ભોગ વિષયે ગુંગળાતા, તેને ન આવે આ કામજી,
કો શૂરા જાગૃત મુમુક્ષુ તે, શોધે પ્રભુ વિશ્રામ. સુણુજો.
રસ વિલાસી જીવ રસમય રહેતા, મુક્ત મુક્તાને ચરતાજી,
યોગી વિનાયક સ્વયં સ્વરૂપે, નિર્દેહી સ્વરૂપ વિચરતા. સુણુજો.
પ્રભુ કરૂણા તો બોધ પ્રવાહે, જીવ સદ્ગુરૂમાં સમાતાજી,
કાષ્ટ—અગ્નિમાં પડતાં સ્હેજે, અગ્નિ સ્વરૂપે થાતાં. સુણુજો.
ભ્રમર ડંસ જો સહન કરે તો, કીટ ભ્રમર બની જાયેજી,
અમૃત રસ પીતાં ના અટકે, બ્રહ્મનીધીમાં સમાય. સુણુજો.
ભલે કુંડળ ભાસ રહે કે ગળે પણ, સુવર્ણ સત્ય છે એજજી,
ભલે જગત જીવ—ઇશ ભ્રમ ભાસે, તોપણ પ્રભુ તો તેજ સુણુજો.
ઓત પ્રોત પટ સૂત્રજ ભરીયું, ઓત પ્રોતમાં રામજી,
વસ્ત્ર જુએ પણ સુત્ર ન જોતા, એ આશ્ચર્ય તમામ. સુણુજો.
દશદીશ અખંડ અજર અવિનાશી, દીનરાત્રી મય વાસેજી,
શબ્દાક્ષર માયા બાહ્યાંતર, સ્વયં પ્રકાશ પ્રકાસે. સુણુજો.
શ્રોતા વક્તા સ્વસ્વરૂપ છે, અમૃત નિધિમય આપજી,
મૃગ તૃષ્ણા જળ કાયર મરતા, એ કીધાં જન્મનાં પાપ. સુણુજો.

રણાંગણે રણશૂર ઝઝુમે, પાછી પાની નવ ધારે ,
કોટી કંદર્પ ભરી કામિનીથાં, યોગી કદા નહીં હારે. સુણજો.
કોટી કલ્પમાં દેહ ન સાચો, ગાફલ મરીયો મોહેજી,
મતિહિણ અહં મમત ગફલતમાં, ગોથાં ખાઈ પડે ભોગે. સુણજો.
ખેલ ખેલતાં દાવ ન ચુકે, એજ ચતુરની રીતીજી,
બત્રીસ લક્ષણ બાહોશ નરની પ્રભુ શરણમાં પ્રીતી. સુણજો.
ષંઢ પુરૂષને મંત્ર કે માત્રા, કોઈ ન આવે કામજી,
પામર-વિષયીને અમૃત પાતાં, ઉલટી કાઢે તમામ. સુણજો.
ધન્ય જન્મને ધન્ય દેહને, ધન્યજ આ સંસારજી,
સંત શરણ પ્રભુ સ્વરૂપે રમતા, ધન્ય ધન્ય અવતાર. સુણજો.
सत्यं ज्ञानमनंत ब्रह्म છે અન્ય ન કંઈ લવલેશજી,
યોગી વિનાયક સ્વયં જ્યોતિ વિણ કાંઇ ન એ અવશેષ. સુણજો.

ॐ શાન્તિ: શાન્તિ: શાન્તિ: ॥

## દોહરો.

પ્રેમ ભક્તિએ અનુભવે, ગુરૂ બોધામૃત સાર;
પરમપદે સુખથી વસે, ધન્ય ધન્ય અવતાર. ૧
ગાય શીખે ને સાંભળે, અનુભવે વાણી પ્રકાશ;
જીવન્મુક્ત રૂપ વિચરી, અંતે સ્વાનંદ વાસ. ૨



ॐ विघ्नहर गणेशाय नमः

# ॥ दान धर्म मर्यादा ॥

રાગ ગરબી.

સદ્‌ગુરૂ ચરણે શીશ નમાવી, કલ્યાણ હીતની રીતેજી,
દાન ધર્મ મર્યાદા ધારો, સનાતન માર્ગની પ્રીતે; સુણજો ભક્તજનો

વેદ શાસ્ત્ર સ્મૃતિ પુરાણ કેરો, એકજ નિશ્ચય દાનજી,
જે જીવ પ્રભુ પદ ઇચ્છે સાચે, તજવા મોહનું સ્થાન. સુણજો.

અહં અસુરની મમતા પ્રકૃતિ, સાથે વસે છે દેહજી,
સાત્વિક નર અહંકારની સાથે, મમતા તજતા એહ. સુણજો.

શુદ્ધ સત્વ મર્યાદા સેવે તે, ચાર પદારથ પામેજી,
પ્રભુદર્શન અભિલાષા પુરણ, વિપરીતતાને વિરામે. સુણજો.

સર્વથી શ્રેષ્ઠ છે જીવીતદાન કે અભયદાનની રીતજી,
જે જીવ ભયભીત થઇ ભટકે છે, રક્ષણ દેવું ઉચિત. સુણજો.

અવિચારી અવિદ્યાના બળથી અહંબળે સપડાતાજી,
તેને બ્રહ્મ વિદ્યાના બોધથી, જાગૃતિ દેવા ધાતા. સુણજો.

બ્રહ્મવિદ્યા ધર્મોના બળથી જીવનો મોક્ષ વિચારેજી,
સદ્‌બોધે વેદાન્ત જ્ઞાનનું, દાન દેવા ઉચ્ચારે. સુણજો.

ધર્મ-જ્ઞાન ભક્તિરસ સેવા, ઉજ્વલ સુમતિ થાયેજી,
તેવા ગ્રંથ પ્રસિદ્ધ કરાને, જીવને દેતા સાહ્ય. સુણજો.

વળી નિરાશ્રય ઉત્કર્ષ માર્ગે અન્નાદિનું દાનજી,
સંતયોગી મુક્તોની સેવા, કરવા ધરે સન્માન. સુણજો.
યોગ્ય ભૂમીમાં બીજ વાવતાં, શતગુણ લણવા ધારેજી,
ક્ષેત્ર તીરથ સદ્‌ગુરૂના ચર્ણો પાત્ર સ્વરૂપ વિચારે. સુણજો.
કૃષિકાર આષાડે વાવે, કાર્તિક લણવાનો પ્રેમજો,
જે કોઈ પુણ્ય કે દાન વીચારે તે નિજ હિતનો નેમ. સુણજો.
વિષયી જન રક્ષણના દાતા શેકી બીજને વાવેજી,
વિષય મોહ વધારતાં આપે, નિજ હિતનો અંત લાવે. સુણજો.
ભિક્ષુક-અંધ-પંગુ-ગૌરક્ષણ દાન મર્યાદા ધારેજી,
યથાર્થ સમજી દાન દેતાં તે, નિજ હિત પૂર્ણ વિચારે. સુણજો.
દેવાલય-ધર્માલય સ્થાપે વળી બાંધે નવાણજી,
પરબ પરમાર્થ જીવોની સેવા કરતા વેદ પ્રમાણ. સુણજો.
સાત્વિક નરના દાન ધર્મની ઉત્તમ રીત ગણાયેજી,
સાત્વીક રાજસ ઉભય ગુણોથી, અન્ય દાન પણ થાય. સુણજો.
નિત્ય-નૈમિત્તિક-સ્વાર્થપરાયણ, દાન વિધિ ઊર રાખેજી,
શુભાશુભ વ્યવહાર માર્ગનો, ખીચડો કરી કરી ભાખે. સુણજો.
સાત્વિક રાજસ રંક હોય તો, કટી કમર કસી જાતોજી,
ઉદાર સજ્જન ધનીની પાસે દાન કરાવા ધાતો. સુણજો.
કૃપણ વદે કદી અધમ દુંકારા તોપણ હૃદયે ન લાવેજી,
દાન કર્ત્તાનું હીત વિચારે, મોક્ષની શાન્તી ધસવે. સુણજો.

એવા વીરને અનંત જીવની સ્હેજે મળતી સેવાજી,
જાગૃત દાની પુર પૂણ્ય લેતા તે પણ ચાખે મેવા. સુણજો.
યોગ્ય દાનની રીત ન સેવે, મારૂં મારૂં માને ધંનજી,
નિજ કે નિજ કુટુંબ સહોદરમાં કૃપણતા ધારે મંન. સુણજો.
એવા નરને કૃપણજ જાણો, હાથે તાળાં વાચ્યાંજી,
તજી જવાના નિશ્ચય છે પણ, પાપનાં કર્મો માગ્યાં. સુણજો.
સત્ય વાત તો ઇશ્વર સૃષ્ટિનો કર્તા ધર્તા પણ ઇશજી,
જેનું છે તેને અર્પણ કરવું એ સાત્વિકની દીશ. સુણજો.
નિજ કલ્યાણ ઇચ્છિને કરતા, તે મધ્યમ નર દાનીજી,
કીર્તિ-દાન મર્યાદા સેવતા તે તામસ અભિમાની. સુણજો.
કૃપણ બને તેને કંગાલ કહીયે, ધન તો તેનું વહી જાયેજી,
વેદ–ચોર–અગ્નિ કે રાજા, લઇ જાય નિશ્ચય થાય. સુણજો.
એક સ્થળે ના વસતી લક્ષ્મી, યોગાયોગે આવે જાયજી,
લાભ લેઇ લે સાત્વિક ધીરા, ચતુર પુરૂષ વખણાય. સુણજો.
પામર નરને મળે કોઇ યોગે, પણ અધર્મ ધન હોયેજી,
તે જાય અધર્મનું અધર્મ દ્વારે, ધર્મનું ધર્મ પથજાય. સુણજો.
એવી દાન મર્યાદ રીતને જાણી સેવામાં ઝુઝેજી,
જોગી વિનાયક દાનધર્મની રીત કોઇ શૂરા બુઝે. સુણજો.

ભરૂચ, ઓધીસની ખડકી.
તા. ૩–૧–૨૩

ૐ શ્રી સદ્‌ગુરવે નમો નમઃ ॥

# પ્રભુના સાચા ભકત સજજનની સમજણુ.

રાગ—થઇ પ્રેમવશ પ તગીયા—એ.

દેહ મોહ મતિ નહીં જેને, સાચા હરિજન કહીએ તેને. (૨)
અહંમમ બળવૃત્તિ નહિં જેને—સાચા. ટેક૦

દૈવીકે વ્યવહારીક કર્મો, નિશદીન સત્ય વિચારે,
પ્રભુ સમર્પણુ થાતાં નિર્મળ, મતિપ્રવાહ સુધારે;
સ્વપ્ને પણુ વિકર્મ ન જેને. સાચા. ૧

ક્રિયમાણુ પુરૂષાર્થ ભાવનું, તિમિર હૃદયથી ટળીયું,
સંચિત્ બળ નિર્માલ્ય થતાં તો, પ્રારબ્ધ સુસિમાં ગળીયું;
દેહ ભાવ ન હરસે જેને. સાચા. ૨

ઈશ્વરનું ઐશ્વર્યના રૂચે લોક માન કેમ ગ્હાશે!
હંસ મુક્તા રસ પીયે ઉજાસે, ઘુવડ ટોળામાં ન જાશે;
દ્વૈત ભેદ દ્રષ્ટિ નહીં જેને. સાચા. ૩

હર્ષશોક જંજાળ ન સેવે, માનાપમાન ન ધારે,
સુખ દુઃખાત્મક ભાન ન રાખે, અહંમમ બેઉ નિવારે;
દિન નીશ જાગૃતી છે જેને. સાચા. ૪

જળ પરપોટો ભાસે તોપણુ, જળ સાચુ મન જાણે,
દેહ દર્શને ચેતન તેમજ, ગુરૂકૃપાથી વખાણે;
સત્ય ભાને દેહ નહિં જેને. સાચા. ૫

કુંભ છીદ્રથી દરસે દીપક, કુંભ મતિ તજી જોતા,
રોમ રોમાંયે રામ રમે જોઈ, શરીર દ્રષ્ટિ ખોતા;
અધિષ્ટાન સત્ય છે જેને. સાચા. ૬
દાવાનળ અજ્ઞાન પ્રગટીયું, સીંગમાં ઈંધળ બફાતી,
બેભાન દશામાં મૃત્યુ સન્મુખ, રહેવા ઉર્મી થાતી;
અનુભવ દર્શન છે જેને. સાચા. ૭
દંભ હટાયો પાખંડ પ્રજળે, કર્મ જાળ ઘટ ફુટે,
સદ્ગુરૂ કરૂણા શ્રદ્ધા તોપે, કિલ્લો કુમત્તિનો તૂટે;
ભાગે વિયોગ પ્રભુથી જેને. સાચા. ૮
વિનય વિવેક ભર્યું હૃદયાંતર, આત્મતા ભરી સુવાસે,
ઉદાર રશ્મીમય અમૃત ઝરણે, જીવન જ્યોતિ પ્રકાશે;
સંતોષ સુ શાંતિ જેને. સાચા. ૯
ટપક ટપક રસ ટપકે રસ બસ, ભક્તિ સભરતા ભાળે,
ધ્વાંત નિવારક પંથ પ્રભુમય, સ્વપદ વિહાર નિહાળે;
સ્વયં જ્યોતિ અભેદ છે જેને. સાચા. ૧૦
પ્રેમ જ્યોતિમાં સુરતા સમાતી, વાણી વિરમતિ ગતિને,
ભક્ત વૃંદ શીખી[1] થેઈ થેઈ નાચે, રીઝવે નિજ પ્રિયપતિને;
સ્વાનંદ તૃપ્તિ છે જેને. સાચા. ૧૧
નાથ નિરંજન દરસી સ્પરસી, અનુભવ ધરતા શાંતિ,
સ્વપર પરમપદ કહે ન જાણે, જનિ મૃતિકેરી ન ભ્રાંતી;
મળે યોગી વિનાયક જેને. સાચા. ૧૨

તા. ૧૪–૧–૨૩ ઓપ્રીસની ખડકી—ભરૂચ.

---

૧ શીખી એટલે મયુર.

# સ્વસ્વરૂપ પદ પ્રાપ્તિ.

( સ્તવન ૨૪૮ )

રાગ ધનાશ્રી.

પરમપદ પહોચો હે જીવરાજ,
મ્હારે સદ્ગુરૂ પ્રિયપતિ રાજ. પરમપદ. ટેક.

ધીરજ ઢાલ ગ્રહો વીપત ટાલવા, ક્ષમા શસ્ત્ર અભ્યુદય પાળવા;
દયા કવચ અહિંસાને ન્યાળવા, પ્રભુ કૃપાને કાજ. પરમપદ. ૧

ધર્મ કર્મ બળ ઉર્ધ્વ ગતિ માટે, દાન ભાથુ નિર્વાહને સાટે;
સંતોષ તીર્થના શાન્તિ ઘાટે, રમવા વસો રામરાજ. પરમપદ. ૨

પ્રભુ પ્રસાદ સુમતી સંગલેજો, મન કુટુંબ અહી રહેવા દેજો;
દ્વંદ્વ વીયોગ તાપો સહુ સ્હેજો, ત્યાગી મોહ સમાજ. પરમપદ. ૩

પુનઃ જન્મનો તજવો દાવો, દુર્લભ લેવો પરમપદ લ્હાવો;
અભેદ ગુરૂ પ્રભુમાં પ્રેમભાવો, કઠીણુ તજવી લોકલાજ. પરમપદ. ૪

ચિંતન સંગ શત્રુના ત્રાસો, જ્યાં લગ મુમુક્ષુપુર નહિં વાસો;
અસંગ શસ્ત્ર દૃઢ કાપે આ ભાસો, ભુમિગમન થાય ત્યાજ. ૫

દૃશ્યવાસના ભાવિ વિલાસો, તજતાં ઉજ્જવલ ઉદય પ્રકાશો;
સોહં ચેતનરસ બળ વીશ્વાસો, સરતું ઉર્ધ્વગતિ કાજ. પરમપદ. ૬

શરણુ નાવ શીતળતા સ્થાપે, સત્ય નિરીક્ષણુ અજ્ઞાન કાપે;
ઉદાર હૃદય તૃપ્તિ સુખ આપે, અભય નિરંકુશ ઓઝ પરમપદ. ૭

સેવા પ્રભાવ ઉષ્ણુતા ટાળે, તપપ્રભાવ જ્ઞેય જ્યોતિ નીહાળે;
સાક્ષી પ્રભાવ ભ્રમ મિથ્યાભાળે, હંસ મુક્ત મયપાજ. પરમપદ. ૮

સ્વાધિન વિમાન ગુરૂગમ સાધી, માત્ર સુમતી સંગજ નિરૂપાધી;
ધ્યાન ગગન સુગમન સમાધી, અન્યન સ્હેવાય સાજ. પરમપદ. ૯

દ્વૈત ઉપેક્ષા અદ્વૈત પ્રજળે, સ્વસંવેદ્ય પરવાણી રસ લે;
માત્ર સદ્ગુરૂ જ્યોત જળહળે, ૐશાન્તિ અધિરાજ. પરમપદ ૧૦

સ્વાહા સ્વધા વિનિયોગ ન રેહેતો, નાદ શબ્દાક્ષર ભરપાઇ વ્હેતો;
પરમહંસપદ ધામ છે એતો, પુર્ણ યોગી મહારાજ. પરમપદ. ૧૧

કૃતાર્થ બંધન મુક્ત ન હરસે, અહોનીશ અમૃત ઘનરસ વરસે;
યોગી વિનાયક પ્રભુપદ હરસે, સ્વસ્વાનંદ શિરતાજ. પરમપદ. ૧૨

તા. ૩-૨-૨૩

ઓપ્રીસની ખડકી—ભરૂચ.



સનાતન વૈદિક ધર્મના આસ્થાવાન–સંત સમાગમના પ્રેમી, વેદાન્તવિદ્યાના ઉત્સાહી, પરમ પ્રેમ ભક્તિરસના વિલાસી આત્મબંધુઓના કલ્યાણના માર્ગદર્શક, ગ્રંથોની યાદી—

| | |
|---|---|
| ૐકાર બ્રહ્મ ઉપાસના–અને મૂર્તિપૂજા .... | ૨—૮—૦ |
| અદ્વૈત ચિંતામણી .... .... .... | ૨—૦—૦ |
| સ્વાનંદ બ્રહ્મવિલાસ ભાગ ૨ જો .... .... | ૧—૪—૦ |
| સ્વાનંદ મહોદધી.... .... .... .... | ૧—૮—૦ |
| જીવન્મુક્તાનુભવ.... .... .... .... | ૯—૮—૦ |
| ક્ષાત્રધર્મ મિમાંસા .... .... .... | ૧— —૦ |
| શ્રી ગુરૂગીતા–ગુજરાતી ટીકા સાથે .... .... | ૦—૬—૦ |
| શ્રી ગણેશગીતા ,, .... .... | ૯—૧૦—૦ |
| શ્રી ગણેશ મહિમ્ન ટીકા .... .... .... | ૦—૨—૦ |
| શુકલા કૃષ્ણા ચતુર્થિ વ્રત નિર્ણય .... .... | ૦—૨—૦ |
| ગણેશા ધર્વશિર્ષ ભાષ્ય–ગુજરાતી ટીકા સાથે.... | ૦—૮—૦ |
| મહાવેદાન્ત જ્ઞાનયોગ દર્શન નકશો.... .... | ૦—૪—૦ |
| પરમપદ વિલાસ.... .... .... .... | ૦—૪—૦ |
| પ્રણુવ દર્શન .... .... .... .... | ૦—૨—૦ |
| પ્રણુવ દર્શન રહસ્ય–પંચપુટીયો .... .... | ૯—૧—૬ |
| સ્વધર્મ ભાસ્કર .... .... .... .... | ૦—૬—૦ |
| નિરાલમ્બોપનિષદ–ગુજરાતી ટીકા સાથે .... | ૦—૮—૦ |

મળવાનું ઠેકાણું—રસીકપ્રસાદ ભુલેશ્વર મેહેતા.

મંદિર—ભુણુવાડા.

અથવા ? ર્ય સ્વામીશ્રી વિનાયક

યોગી

મુંબાઈ, સુરત, ભરૂચ, વડોદરા, અમદાવાદ

આદિ પુણ્યભાગી નગરીઓમાં.

# કોઈ છે કે દાનવિર પુરૂષ???

સનાતન ધર્મ મર્યાદાપૂર્વક—બ્રહ્મવિદ્યા વેદાન્તજ્ઞાન ભક્તિરસથી ભરપુર—રાગ—રાગીણીયુક્ત—સાદી અને સરળ સમજ સાથે—જીવને ઇશ્વર સ્વરૂપની જાગૃતી—અને પરબ્રહ્મ સ્વરૂપથી અભેદતાના સિદ્ધાન્તના આનંદને આપનાર ( ૩૦૦ )—સ્તવનોનો સંગ્રહ—

માત્ર લોક કલ્યાણાર્થે છપાવવાને માટે—

બ્રહ્મવિદ્યાનું ઉત્તમોત્તમ દાન આપનાર—

કોઇ ધનવાન ગૃહસ્થ—ભકતરાજ જાગો છો કે???

## બ્રહ્મવિદ્યા દાન સમાન દાન નથી.

લખો યા મળો—

સ્વા[illegible] ગોગી મહારાજ.

દ[illegible]દિર,